ખેડા જીલ્લાની

# ભૂગોળ

કર્તા અને પ્રકાશક
સી. એચ. દવે એન્ડ કો.
પબ્લીશર્સ એન્ડ બુકસેલર્સ
અમદાવાદ

કીંમત ૦-૨-૬

# ખેડા જીલ્લાની

# ભૂગોળ

કર્તા અને પ્રકાશક :

સી. એચ. દવે એન્ડ કો.

બુકસેલર્સ એન્ડ સ્ટેશનર્સ

આણંદ

કીમ્મત ૦—૨—૬

# પ્રસ્તાવના



કુમળી વયનાં બાળકો આનંદથી વાંચે, ભૂગોળના અગત્યના સિદ્ધાન્તો તેમના સમજવામાં આવે અને શિક્ષકોને કંઇક ઉપયોગી થઇ પડે તેવી ખેડા જીલ્લાની ભૂગોળ લખવાનો વિચાર લાંબી મુદતે પણ અમલમાં મૂકાતાં મને ઘણો આનંદ થાય છે.

બાળકોને ગામોનાં નામ ગોખાવવામાંજ ભૂગોળ શીખવવાનો હેતુ સમાપ્ત થતો નથી, પણ જીલ્લાની જાણવાલાયક હકીકત, આબોહવા, રાજ્યવહીવટ અને વ્યાવહારોપયોગી કેટલીક હકીકત સમજાવવી જોઇએ. તે સિદ્ધાન્ત લક્ષમાં રાખી નદીઓ, રેલ્વે અને સડકો, સ્ટેશનો, જાત્રાનાં સ્થળ અને આબોહવા સંબંધી કેટલીક હકીકત આપી આ નાનકડું પુસ્તક લખવામાં આવ્યું છે. આશા છે કે તે વિદ્યાર્થીઓને ઘણું ઉપયોગી થઇ પડશે.

અનુભવી શિક્ષક બંધુઓ તરફથી યોગ્ય સુધારાવધારો કરવાનું સૂચવવામાં આવશે તો આભાર સાથે તે સ્વીકારી હવે પછીની આવૃત્તિ વખતે તેનો અમલ કરવામાં આવશે.

આ પુસ્તક લખવામાં જીંટોડીઆના હેડમાસ્તર રા. શિવાભાઇએ તથા બીજા માસ્તરોએ જે કીમતી મદદ કરી છે તે માટે તેઓ સાહેબનો તથા ચરોતર પ્રિન્ટિંગ પ્રેસના માલિક રા. મોતીભાઇ મથુરભાઇએ ઘણીજ મહેનત લઇ સુંદર સફાઇદાર છાપી ઘણી તાકીદે તૈયાર કરી આપી તે માટે તેમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આણંદ,
ઑક્ટોબર–૧૯૨૮

ચી. હ. દવે

# શિક્ષકોને સૂચના



છોકરાઓને સહેલાઇથી સમજી શકાય તેવી રીતે થોડા થોડા ભાગ શીખવવો. વસ્તીના કે ક્ષેત્રફળના આંકડા ગોખાવવાની જરૂર નથી, પરંતુ તે આંકડાની મદદથી દરેક તાલુકાની તેમજ ગામની સરખામણી કરી ફરક સમજાવવો.

નિરીક્ષણ માટે જે વખત રાખવામાં આવ્યો છે તે વખતે છોકરાઓને બહાર લઇ જઇ પોતાના ગામમાં અગર નજીકમાં જોવાલાયક જગ્યાઓ હોય તે બતાવી બરાબર શીખવવું જેથી નજરે જોવાથી સહેલાઇથી સમજી યાદ રાખી શકે.

રેલ્વે સ્ટેશનો અને પાકા રસ્તાનો ઉપયોગ કરી એક ગામથી બીજે ગામ કેવી રીતે જવાય તે બરાબર સમજાવવું

શિક્ષકે છોકરાઓને માટે ઉપયોગી લાગે એટલો ભાગ તેમને શીખવવો બાકીનો કમી કરવા જેવો ભાગ કમી કરવો. એક જ દિવસે વધુ ન સમજાવતાં રફતે રફતે સમજાવવું જેથી સહેલાઇથી સમજી યાદ રાખી શકે અને બાળકના કુમળા મગજ પર વધુ બોજો પડે નહિ.

---

# ખેડા જીલ્લાની
# ભૂગોળ



છોકરાઓ, તમે તમારા ગામની અને તાલુકાની ભૂગોળ શીખી ગયા. આ ચોપડીમાં તમને એથી વધારે શીખવાનું મળશે.

આપણે બધા એકજ જીલ્લામાં રહીએ છીએ. આપણા જીલ્લાનું નામ ખેડા જીલ્લો છે.

## વ્યાખ્યાઓ

જીલ્લો—ઘણા તાલુકા ભેગા થાય તેને અથવા કલેકટર સાહેબના તાબાના મુલકને જીલ્લો કહે છે.

**સંસ્થાન**—અંગ્રેજ સરકારની દેખરેખ નીચેના એકજ દેશીરાજાના મુલકને સંસ્થાન કહે છે.

**કિનારો**—જે જમીનનો ભાગ નદી, સરોવર કે દરીઆ પાસે હોય છે, તેને કિનારો કહે છે.

**ભાઠાની જમીન**—નદી કાંઠાની ફળદ્રુપ જમીનને ભાઠાની જમીન કહે છે.

**ચરોતર**—નડીઆદ તાલુકાનો દક્ષિણ ભાગ, આણંદ તાલુકો, બોરસદ તાલુકો, ખંભાતના રાજ્યનો ઉત્તર ભાગ તથા પેટલાદ મહાલને ચરોતર કહે છે.

**માળ**—કપડવણજ તાલુકાનો દક્ષિણ ભાગ અને ઠાસરા તાલુકાનો ઉત્તર ભાગ માળ કહેવાય છે.

**સીમા**—ઉત્તરે મહીકાંઠા એજન્સી, અમદાવાદ જીલ્લો અને વડોદરા સંસ્થાનનું દહેગામ પરગણું છે. દક્ષિણે મહી નદી અને ખંભાતનું સંસ્થાન છે. પૂર્વે મહી નદી અને પશ્ચિમે સાબરમતી નદી અને અમદાવાદ જીલ્લો છે.

**વિસ્તાર અને વસ્તી**—આ જીલ્લાનું ક્ષેત્રફળ ૧૫૯૬ ચોરસ માઈલ્સ છે. અને વસ્તી ૭૧૦૯૮૨ માણસની છે.

**નદીઓ**—સાબરમતી, મેશ્વો, વાત્રક, ખારી, માજુમ, મહોર, શેઢી, વરાંસી, લુણી અને મહી. આ જીલ્લામાં સૌથી મોટી નદી મહી છે. તેનો પટ પહોળો હોવાથી તે મહીસાગર કહેવાય છે.

**આબોહવા**—આ જીલ્લાના માતર તાલુકાની જમીનમાં ભેજ હોવાથી તેના કેટલાક ભાગનાં હવાપાણી ખરાબ છે. બોરસદ તાલુકાના મધ્ય ભાગમાં વિશેષ તાપ પડે છે. સાધારણ રીતે ખેતીને માફકસર વરસાદ વરસે છે હવા સમધાત અને તંદુરસ્ત છે.

**જમીન અને પાક**—જીલ્લાની ઉત્તર અને દક્ષિણ દિશાની જમીન ટેકરા ટેકરીવાળી છે. ઈશાન સરહદની જમીન કાળી છે અને તે પડતર રહેવાથી ત્યાં મોટું ઘાસનું બીડ છે. આ ભાગ માળ નામથી ઓળખાય છે. માળમાં જીલ્લાના જુદા જુદા ભાગમાંથી ઘણા લોકો ખેતી કરવા માટે ગએલા છે. ત્યાં તે ડાંગર તથા કપાસ પકવે છે. પશ્ચિમ દિશા તરફ કાળી કયારીની જમીન છે. તેમાં ડાંગર ને ઘઉંનો પાક થાય છે. જીલ્લાના મધ્ય ભાગની જમીન લાલ રંગની ગોરાડુ છે અને તે

ફળદ્રુપ છે. આ ભાગ **ચરોતર**ના નામથી ઓળખાય છે. તેમાં તમાકુ, વરિયાળી ને જીરૂ તથા બાજરી કઠોળ, તલ વગેરે અનાજ પાકે છે. ચરોતર ઝાડ-પાનથી ભરપુર હોઇ બાગ જેવો સુંદર છે. આ જીલ્લો રસાળ છે તેથી તે ગુજરાતનો બાગ કહેવાય છે. આ જીલ્લાના લોકોનો મુખ્ય ખોરાક ચોખા અને બાજરી છે.

**નિકાસ**—અનાજ, તમાકુ, જીરૂ, વરિયાળી, ધાન્ય અને અકીકના પત્થર.

**આયાત**—કાપડ, કરીઆણું, ખાંડ, લ્હા, લોખંડ-નો સામાન, કાચનો સામાન, ગ્યાસતેલ, કાગળ અને દવાઓ વગેરે.

**ધર્મ**—હિન્દુ, ઈસ્લામ, જરથોસ્ત અને ખ્રિસ્તી.

**જાત**—હિન્દુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી.

**ધંધો**—આ જીલ્લામાં વસ્તીનો મોટો ભાગ ખેતી કરે છે. તેથી મુખ્ય ધંધો ખેતીનો ગણાય છે. બીજા કેટલાક લોકો વેપાર ( દુકાનો ), ધીર-ધારનો ધંધો કરે છે. કેટલાક મજુરી તથા નોકરી-નો ધંધો કરે છે.

**રેલ્વે સ્ટેશનો**—કનીજ, મહેમદાવાદ, ગોઠાજ, નડીઆદ, વીણા, મહુધા, વડથલ, કઠલાલ, દાસલવાડા, કપડવણજ, ઉતરસંડા, બોરીઆવી, આણંદ, સદનાપુરા, ભાળજ, ઓડ, ઉમરેઠ, ડાકોર, ઠાસરા, હુંગાડી, સેવાલીઆ, કરમસદ, બોચાસણ, નાવલી, અડાસરોડ અને વાસદ વગેરે છે.

**જાત્રાનાં સ્થળ**—ડાકોર, વડતાલ, પિઠાઈ, વૌઠા પાલ્લા, માતર, લાંભવેલ અને પીપળાવ.

## રાજ્યવહીવટ

રેવન્યુખાતુ—મામલતદાર સાહેબના ઉપરી અધિકારીને કલેકટર સાહેબ કહે છે. તેમના તાબામાં આખો ખેડા જીલ્લો આવેલો છે. તેઓ સાહેબના તાબાનીચે ખંભાત સંસ્થાન છે તેથી તેઓ ખંભાતના પોલીટીકલ એજન્ટ સાહેબ કહેવાય છે. તેમના હાથ નીચે આસીસ્ટંટ કલેકટર સાહેબ અને ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર સાહેબ રહે છે. તેઓને કલેકટર સાહેબ સોંપે તે કામ કરે છે. ખેડામાં હજુરમાં રહી કામ કરે છે તેમને હજુર ડેપ્યુટી કલેકટર સાહેબ કહે છે. તેઓ નાણાંનું અને હિસાબી ખાતાનું કામ કરે છે. કલેકટર સાહેબ

જ્યારે ફોજદારી ફરીઆદ કે અપીલનું કામ કરે છે ત્યારે ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ સાહેબ કહેવાય છે. અને રેવન્યુ એટલે જમીન મહેસુલનું કામ કરે છે ત્યારે કલેકટર સાહેબ કહેવાય છે. કલેકટર સાહેબ આખા જીલ્લાની દેખરેખ રાખે છે અને જીલ્લાના મામલતદાર સાહેબોની કચેરીઓ તપાસવાનું કામ કરે છે.

**પોલીસ ખાતું**—ફોજદાર સાહેબના ઉપરી અધિકારીને પોલીસ ઈન્સ્પેકટર સાહેબ કહે છે. તેમના ઉપરી અધિકારીને પોલીસ સુપ્રાન્ટેન્ડન્ટ સાહેબ કહે છે તેઓ આખા જીલ્લામાં ફરી દેખરેખ રાખે છે અને ફોજદારી ઓફીસો તપાસવાનું કામ કરે છે. તેમના હાથ નીચે આસીસ્ટંટ પોલીસ સુપ્રાન્ટેન્ડન્ટ સાહેબ અને ડેપ્યુટી પોલીસ સુપ્રીન્ટેન્ડટ સાહેબ રહે છે. તેઓ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ સોંપે તે કામ કરે છે.

**સેનેટરી ખાતું**—વેકસીનેટરના ઉપરી અધિકારીને સેનેટરી ઈન્સ્પેકટર સાહેબ કહે છે. તે આખા જીલ્લામાં ફરી વેકસીનેટરોનું તથા મ્યુનીસીપાલીટીનું સુધરાઈનું કામ તપાસે છે. તેમના ઉપરી અધિકારી

ડેપ્યુટી સેનેટરી કમીશ્નર સાહેબ કહેવાય છે તેમની ઓફીસ અમદાવાદમાં છે.

**વૈદકીય ખાતું**—માંદાને તપાસી મફત દવા આપી સારવાર કરવાનું કામ કરે છે તેને ડૉકટર સાહેબ અગર સબ આસીસ્ટંટ સરજન સાહેબ કહેવાય છે. તેમના ઉપરીને સીવીલ સરજન સાહેબ કહે છે. તેઓ ખેડામાં સીવીલ હોસ્પીટાલમાં કામ કરે છે તેમજ જીલ્લાનાં બીજા દવાખાનાં તપાસે છે.

**આબકારી ખાતું**—આબકારી ઇન્સ્પેકર સાહેબના ઉપરીને સોલ્ટ એન્ડ એકસાઈઝ (મીઠા અને અફીણના) આસીસ્ટંટ કલેકટર સાહેબ કહે છે. તેઓ ખેડામાં રહે છે અને તેમના તાબામાં ખેડા અને પંચમહાલ જીલ્લા છે. તેઓ બેઉ જીલ્લામાં ફરી ઇન્સ્પેકટર સાહેબોની ઓફીસો તથા ઇજારાની દુકાનો તપાસે છે.

**બાંધકામ ખાતું**—સરકારી મકાનાં, રસ્તા, નહેરો, કુવા તળાવ વિગેરે બાંધવા કે સુધારવાનું કામ આ ખાતું કરે છે. જીલ્લાના આ ખાતાના ઉપરીને

ઈજનેર સાહેબ કહેવાય છે. તેમના હાથ નીચે દરેક તાલુકામાં ઓવરસિઅર સાહેબ હોય છે.

કેળવણી ખાતું—આ ખાતું છોકરાંને કેળવણી આપવાનું કામ કરે છે. આખા જીલ્લાની નિશાળોની દેખરેખ રાખનાર ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબ છે. તેમને મદદ કરવા તેમના હાથ નીચે આસીસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટરો હોય છે. તેમની ઓફીસ નડીઆદ છે.

દિવાનીખાતું—લેણદેણના કજીઆ, વારસાના હક અને એકબીજાની દબાવેલી જમીન સંબંધી મુકરદમા સાંભળી ચુકાદો આપવાનું કામ આ ખાતાનું છે. આ કામ કરવાને દરેક તાલુકામાં એક મુન્સફ નામે અધિકારી હોય છે. તાલુકો નાનો હોય તો બે તાલુકા વચ્ચે એક મુન્સફ હોય છે. દરેક જીલ્લા દીઠ એક ડીસ્ટ્રીકટ જજ્જ સાહેબ હોય છે. તેઓ મુન્સફ સાહેબોની કોર્ટો તપાસે છે અને તેમના ઉપરની અપીલોના ચુકાદા આપે છે. જ્યારે ફોજદારી ગુન્હા જેવાકે ખૂનના કેસ ચલવે છે ત્યારે સેસન્સ જજ્જ સાહેબ કહેવાય છે. તેમની આ જીલ્લાની કોર્ટ નડીઆદમાં છે.

**લોકલફંડ ખાતું**—સરકાર જમીનનું જે મહેસુલ લે છે તે ઉપર દર રૂપીએ એક આના પ્રમાણે વધારો લઈ એક ફંડ ઉભું કરવામાં આવે છે, તેને લોકલફંડ કહે છે. આ નાણાં લોકોના સુખને વાસ્તે જેમકે કુવા, તળાવ, રસ્તા વગેરે બંધાવવામાં તથા કેળવણી પાછળ ખર્ચવામાં આવે છે. આ ખાતાનો વહીવટ લોકલ બોર્ડ નામની મંડળી કરે છે. આ મંડળી જીલ્લાના લોકોએ ચુંટી કાઢેલા તથા સરકારના નીમેલા માણસોની હોય છે. કોઈ ગામે નિશાળ ખોલવી કે બંધ કરવી, રસ્તા બંધાવવા વગેરે કામકાજ આ મંડળી કરે છે. દરેક તાલુકામાં આવી મંડળી હોય છે તે **તાલુકા લોકલબોર્ડ** કહેવાય છે. આખા જીલ્લા માટેની આવી મંડળી જીલ્લા લોકલ બોર્ડ કહેવાય છે. દરેક બોર્ડ પોતાનામાંના એકને પ્રમુખ તરીકે ચુટી કાઢે છે તે પ્રમુખની દેખરેખ હેઠળ મંડળ કામકાજ કરે છે.

**પોસ્ટ ખાતું**—કાગળ પત્રો, બેંગીઓ તથા નાણું એક જગીઆએથી બીજી જગ્યાએ મોકલવાનું કામ પોસ્ટ ખાતું કરે છે તેની સાથે "સેવીંગ બેંક" નામનું ખાતું જોડેલું છે. તેમાં દરેક માણસ

ચાર આનાથી વધુ રકમ વ્યાજે મૂકી શકે છે. અને જ્યારે જોઈએ ત્યારે પાછા લઇ શકે એવી ગોઠવણ હોય છે. બે ચાર કે તેથી વધુ ગામ વચ્ચે એક પોસ્ટ ઓફીસ હોય છે. તેનું કામ કરનાર **પોસ્ટ માસ્તર** કહેવાય છે. સબ પોસ્ટ માસ્તરના ઉપરી પોસ્ટ માસ્તર હોય છે અને પોસ્ટ માસ્તરના ઉપરી પોસ્ટલ ઈન્સ્પેકટર હોય છે. તેમના ઉપરી પોસ્ટલ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ હોય છે.

**મ્યુનિસિપાલિટી**—આ ખાતું મોટાં શહેરોમાં હોય છે. શહેરીઓ અને સરકાર તરફથી ચુંટાએલા સભાસદો શહેરનો વહીવટ કરવા ઘરવેરો, વાહનવેરો, સેનેટરીસેસ અને જતા આવતા માલ ઉપર કર નાખી નાણાં એકઠાં કરે છે અને તે પ્રાથમિક કેળવણી, દવાખાનું, દીવાબત્તી, ખાડાટેકરાવાળા રસ્તા સુધારવા અને લોકોનું આરોગ્ય સાચવવામાં ખર્ચાય છે. સભાસદો પોતાનામાંથી એકને પ્રમુખ તરીકે ચુંટી કાઢે છે અને તે પ્રમુખની દેખરેખ હેઠળ મ્યુનિસિપાલિટી કામકાજ કરે છે.

**તાલુકા**—(૧) કપડવણજ, (૨) ઠાસરા, (૩) નડી-આદ, (૪) મહેમદાવાદ, (૫) માતર, (૬) આણંદ, અને (૭) બોરસદ.

# કપડવણજ તાલુકો

**સીમા**—ઉત્તરે ગાયકવાડનું રાજ્ય, દક્ષિણે મહેમદાવાદ, નડીઆદ અને ઠાસરા તાલુકા, પૂર્વે ગાયકવાડનું રાજ્ય અને વાડાશિનોર સંસ્થાન તથા પશ્ચિમે ગાયકવાડનું રાજ્ય અને મહેમદાવાદ તાલુકા છે.

**વિસ્તાર અને વસ્તી**—આ તાલુકાનું ક્ષેત્રફળ ૨૭૯ ચોરસ માઈલ છે. અને વસ્તી ૮૨૪૧૫ માણસની છે.

**નદીઓ**- વાત્રક, મહોર અને વરાંસી.

**સ્ટેશનો**—દાસલવાડા, કઠલાલ અને કપડવણજ.

**જાત્રાનું સ્થળ**—પિઠાઈ.

**ગામો**—કપડવણજ, અંબોજ, બેટાવાડા, અલુઆ, નવાગામ, આંત્રોલી, અપરૂજી, રવદાવત, કોસમ, બંદરપુર, મિરજાપુર, સર્ખેદ, કાકરખાડ, ખડાલ, અસલ, રતનપુર, છિપડી, છિપિઆલ, ભરકુંડા, અલિપુર, પિઠાઈ, સરાલી, કઠલાલ, બગડોળ, પોરડી, તોરણા, દાસલવાડા, આમલીઆરા, ભાટેરા, દાપટ,

અનારા, શાહાપુર, કઠાણા, દઇઅપ, સાવલી, સાલોર, સીકંદરપોરડા, લસુંદ્રા, લાડવેલ, ચીખલોડ, ફાગવેલ, વડદલા, માલઇટાડીબારિયાભાગ, માલઇટાડીપગીભાગ, વનાદ્રા, ભૂતિઆ, અંતીસર, સુણદા, ગહુઆ, દુધાથળ, લેટર વગેરે મળી ૯૨ ગામો છે.

## —જાણવાલાયક સ્થળો—

×કપડવણજ—(૧૪૭૯૪) તાલુકાનું કિલ્લેબંધી ગામ મહોર નદી ઉપર આવેલું છે. અસલના વખતમાં અહીં કાપડનો બહોળો વેપાર ચાલતો તે ઉપરથી ગામનું નામ કપડવણજ પડયું છે. અહીં વહોરા લોકની વસ્તી વધારે છે. તેઓ કાચ અને સાબુ બનાવવાનો ધંધો કરે છે. ઉસ અને સાજીખાર મળવાથી સાબુ બનાવવાનાં કારખાનાં છે. આથી તે કાચ અને સાબુ માટે પ્રખ્યાત છે. અહીંના ઘણા વહોરાઓ મુંબઇમાં મોટા વેપારીઓ છે. તાલુકાનું મુખ્ય ગામ હોવાથી સરકારી કચેરીઓ, પોરટ ઓફીસ, દવાખાનું વગેરે મકાનો, વહોરાઓની હવેલીઓ તથા સિદ્ધરાજે બંધાવેલો કુંડ

---

× કેટલાક કહે છે કે એનું અસલ નામ કપટપુર હતું. વળી કેટલાક કબર પાંચ ઉપરથી કપડવણજ એવું નામ પડયું એમ પણ કહે છે.

અને વાવ તથા ટાવર એ જોવાલાયક જગાઓ છે.

લસુંદ્રા—( ૨૪૩૫ ) કપડવણજ તાલુકામાં આવેલું છે. આ ગામની પાસે ટાઢા ઉના પાણીના દસબાર કુંડ છે. કુંડની નીચે પૃથ્વીના પડમાં ગંધક છે. તેથી પાણીમાં ગંધકની વાસ આવે છે. તેમાં ન્હાવાથી ચામડીનાં દરદોને ઘણું ફાયદાકારક છે.

સાવલી—( ૭૪૭ ) ગામમાં મોટું તળાવ છે. તેનું પાણી ખેતીના કામમાં આવે છે.

પિડાઇ—( ૧૮૦૮ ) ગામમાં પિઠેશ્વરી માતાનું સ્થાનક છે.

દઇઅપ—( ૯૪૧ ) ગામમાં મોટું તળાવ છે. દઈઅપ ગામ પાસે રત્નાકરનો ડુંગર છે. તેના ઉપર રત્નાકર માતાનું દહેરું છે.

વિશેષ હકીકત—કપડવણજથી દશ માઈલ ઉપર માજુમ નદી છે તેમાંથી અકીકના પત્થર નીકળે છે. તે પકવી સાફ કરાવવા માટે કપડવંજના વહોરા એકઠા કરી ખંભાત મોકલે છે. ત્યાં તેનાં એરીંગ, રમકડાં, ચાક, નંગ, વીંટીઓ અને ઘડીઆળના અછોડા

બને છે. આંત્રોલી, તોરણા અને છીપડીમાં શાક-ભાજી સારી થાય છે.

## ઠાસરા તાલુકો

**સીમા**—ઉત્તરે કપડવંજ તાલુકો, અને વાડા-સિનોર સંસ્થાન. દક્ષિણે આણંદ તાલુકો, પૂર્વે મહી નદી અને ગાયકવાડનું રાજ્ય, તથા પશ્ચિમે નડીઆદ અને આણંદ તાલુકો છે.

**વિસ્તાર અને વસ્તી**—આ તાલુકાનું ક્ષેત્રફળ ૨૫૭ ચોરસ માઈલ છે અને વસ્તી ૭૬૭૮૭ માણસની છે.

**નદીઓ**—મહી, શેઢી અને લુણી.

**સ્ટેશનો**—ડાકોર, ઠાસરા, હુંગાડી અને સેવાલીઆ.

**વાંટા**—ખિજરપુર.

**જાત્રાનું સ્થળ**—ડાકોર.

**ગામો**—ઠાસરા, વિઞોલ, ખિજરપુર, માસરા, સુઇ, મોર આમલી, ડાકોર, વણોતી, એકલતેજું, સઈઆંત, બોરડી, સેવાલિયા, ચેતરસુંબા, ઓજરાળા,

રસુલપુર (ઠાસરા) ઘોળજ, ભરધરી, પીપલવાડા, ડભાલી, પાલીઆ, સલુણ, સાંઢેલી, જદાન, ખડગોધરા, વાંત્રોળી, સણાદ્રા, રોઝવા, જનોડ, વનોડા, વાંઘ્રોળી, કૂણી, મેનપુર, ભલાડા, પડાળ, જરગાલ, રસુલપુર ચડાળ, સોનીપુર, સોનૈયા, તરગૈયા, વાડદ, માઠાનું મુવાડું, હુંગાડીપાડીઆ, વસો, સેવાલીઆ, પાલી, માલવણ, આગરવા, રખીઆલ, ઊભા, કાલસર, જાખેડ, સિમળજ, ઢુણાદ્રા, નેસ, ભદ્રાસા, ખાખરિયા, રાણિયા, જેસાપુરા, પોડવણીઆ વગેરે ૧૦૦ ગામ છે.

## — જાણવાલાયક સ્થળો —

ઠાસરા—( ૩૬૬૫ ) તાલુકાનું મુખ્ય ગામ છે. ત્યાં મામલતદારની કચેરી, પોસ્ટ ઓફીસ અને શાળાઓ છે. સ્ટેશન ઉપર કપાસનાં જીન છે.

ડાકોર—( ૭૯૫૦ ) આ તાલુકાનું સૌથી મોટું ગામ છે. ત્યાં રણછોડજી મહારાજનું મંદિર છે. ઈ. સ. ૧૧૫૬માં બોડાણો નામનો એક ભક્ત દ્વારકાંથી રણછોડજીની મૂર્તિ ત્યાં લાવ્યો હતો. ત્યાં ગોમતી નામનું મોટું તળાવ છે. તેમાં એક નાની હોડી ફરે છે. ગોમતીમાં નાનો પૂલ બાંધેલો છે. ત્યાં થઇ પગલાંએ જવાય છે. ગોમતીને કિનારે

મહાદેવનું દહેરું તથા તોલ કરવાનો કાંટો છે. એમ કહેવામાં આવે છે કે રણછોડજી આ જગ્યાએ સવા વાલ સોને તોળાયા હતા ત્યાં ડાકોરમાં દર પુનમે નાના તથા આસો અને કાર્તકી પુનમે તથા રથયાત્રાના મોટા મેળા ભરાય છે. તે ત્રણ દિવસ રહે છે. ડાકોરમાં રણછોડજીના મંદિરમાં કારતક સુદિ ૧ ને દિવસે અંકોટનો ભાત લુંટાય છે. અને તે વખતે ભારે તોફાન થાય છે. ડાકોરમાં દવાખાનું, મ્યુનિસિપાલિટી, સંસ્થાન હાઈસ્કુલ, બ્રહ્મચર્યાશ્રમ, ગૌશાળા તથા કપાસનાં જીન છે. સ્ટેશનથી ગામમાં જતાં શેઢી નદીનો પુલ આવે છે. ડાકોરથી ઉમરેઠ જતાં રણછોડજીનાં પગલાં અને વાવ આવે છે. ડાકોર કે ડંકપુરી કહેવાય છે.

**સેવાલીઆ પાલી**—(૧૯૧૭) સ્ટેશન છે. ત્યાં મહી નદી પર પૂલ બાંધેલો છે. સેવાલીઆથી વાડાસીનોરની સડક છે. ત્યાં ભાડાની મોટરો ફરે છે.

**સઇઆંત, ઓરડી અને વાંઘોલી**—આ ગામોમાં મોટાં તળાવ છે. સંવત ૧૯૫૬ના દુકાળમાં ગરીબ લોકોને રોજી મળે તે માટે સરકારે તે ખોદાવ્યાં છે.

**વિશેષ હકીકત**—આ તાલુકામાં ડાકોર અને ઠુણાદ્રા ગામો વચ્ચે ખરખડાનો ડુંગર છે. તેમાંથી સફેદ રતાશ પર ગોળ પત્થર નીકળે છે તે રેલ્વે લાઈન ઉપર નંખાય છે. રેલ્વે કંપનીએ ત્યાંસુધી-ની રેલ્વે લાઇન કરી છે અને ત્યાંથી પત્થર ભરી લાવે છે. મહી નદીનાં કોતર બિહામણાં છે, તેથી કહેવત છે કે 'આવી મહી ને ચિન્તા થઈ, ઉતર્યા મહી ને ચિન્તા ગઈ.' આ તાલુકામાં ૧૨ મલેકી (મુસલમાની) ગામ છે. ગધાવીપુરા ગામ વસ્તી સિવાયનું થવાથી ઉજ્જડ છે.



## નડીઆદ તાલુકો

**સીમા**—ઉત્તરે મહેમદાવાદ અને કપડવણજ તાલુકો, દક્ષિણે ગાયકવાડનું રાજ્ય અને આણંદ તાલુકો, પૂર્વે ઠાસરા અને આણંદ તાલુકો તથા પશ્ચિમે ગાયકવાડનું રાજ્ય, માતર અને મહેમદાવાદ તાલુકો છે.

**વિસ્તાર અને વસ્તી**—આ તાલુકાનું ક્ષેત્રફળ ૨૨૪ ચોરસ માઈલ છે અને વસ્તી ૧૩૮૮૧૫ માણસની છે.

નદીઓ—મહોર, શેઢી અને લુણી

સ્ટેશનો—નડીઆદ, ઉતરસંડા, વીણા, મહુધા અને વડથલ.

વાંટા—સલુણ

કસ્બા—નડીઆદ, મહુધા અને અલીણા

જાત્રાનું સ્થળ—વડતાલ

ગામો—નડીઆદ, કંજરી, વડતાલ, મહમદપુરા, નરસંડા, આખડોલ, વલેટવા, મિત્રાળ, પીપળાતા, કેરિઆવી, ગુતાલ, પીપલગ, ડુમરાળ, ટુંડેલ, બામણોલી, દાવડા, ડભાણ, દેગામ, સિલોડ, અરેરા, બિલોદ્રા, દ્વારકાપુર, મુળજ, ખુંટજ, વીણા, હાથજ, મંગળપુર, સિંગાલી, હજાતીઆ, ભૂમસ, તોરણિઆ, ખડોલ નાની, રૂપપરું, ડડુસર, મહુધા, વડથલ, ભાનેર, ખાંડીવાવ, ધંધોડી, ઘોઘાવાડા, વાસણા, મહીસા, અલીણા, સાસ્તાપુર, કડી, ખલાડી, ચુણેલ, હીરંજ, સોડપુર, સણાલી, ઊંધેરા, કોટ, જાવલ, વાલ્લા, પાલિઆ, મોહોળેલ, માંગરોળી, અલિંદ્રા, સુરાસામળ, ચલાલી, કંજોડા, સલુણ, મરીડા, ફતેપુર, ઉતરસંડા, ચકલાસી, ભુમેલ વગેરે ૯૨ ગામો છે.

## — જાણવાલાયક સ્થળો —

**નડીઆદ**—( ૩૧૯૩૯ ) તાલુકાનું ગામ છે. જીલ્લામાં સૌથી મોટું અને વેપારમાં આગળ પડતું છે. અસલ તે નટપુર કહેવાતું. ગુજરાતી ભાષાના સંસ્કારી સાક્ષર ગોવર્ધનરામ અને મણી-ભાઈ અહીંના વતની હતા. શહેર બહાર પશ્ચિમમાં પાદરીનું દવાખાનું છે. ત્યાં લોકો દૂર દેશથી દવા કરાવવા આવે છે. નડીઆદ શહેરને નવ દરવાજા અને નવ ભાગોળ છે. નડીઆદમાં સરકારી કચેરી-ઓ, ડીસ્ટ્રીકટ જજ્જ કોર્ટ, ત્રણ હાઈસ્કુલો, ડાહી-લક્ષ્મી પુસ્તકાલય, સંતરામ મહારાજનું મંદિર, નારાયણદેવ અને ગોસ્વામીજી મહારાજનાં મંદિરો, હિન્દુ અનાથાશ્રમ, મ્યુનિસિપાલિટીનો જ્યુબિલિબાગ, બે મીલો વગેરે જોવાલાયક છે. સંતરામમાં મહા સુદી પુનમે મોટો મેળો ભરાય છે. નડીઆદનું દૂધ અને નાડાં વખણાય છે.

**ડભાણ**—( ૨૩૯૪ ) નડીઆદથી બે માઈલ ઉપર ખેડાની સડક ઉપર આવેલું ગામ છે. ત્યાં સ્વામિનારાયણનું મોટું મંદિર છે.

**ચકલાસી**—( ૮૧૪૫ ) ગામ અસલ ચક્રાવતી

કહેવાતું. ત્યાં ફોજદારની કચેરી ને પોલીસ થાણું છે. ત્યાં બટાટા, આદુ, મરચાં, શેરડી, તમાકુ, બાજરી, જીરૂ અને વરિઆળી થાય છે.

**કંજરી**—( ૨૭૧૧ ) આ ગામ ડાકોરના રણછોડજી મહારાજને તાબે છે. કંજરી ઈનામીગામ કહેવાય છે.

**વડતાલ**—( ૨૭૨૩ ) નડીઆદથી આઠ માઈલ અને બોરીઆવીથી ત્રણ માઈલ દૂર ગામ છે. ત્યાં સ્વામિનારાયણ ધર્મના આચાર્યની ગાદી અને મોટું મંદિર છે. ઘણા દૂરના લોકો દર્શન માટે આવે છે, તેથી જાત્રાનું ઠેકાણું ગણાય છે. ત્યાં દર પુનમે લોકો દર્શન માટે આવે છે. પણ કાર્તકી અને ચૈત્રી પુનમે મોટા મેળા ભરાય છે. તે મેળા ૩–૪ દીવસ રહેછે. રામનવમી, જન્માષ્ટમી તથા જલઝુલણા અગીઆરસે પણ મેળો ભરાય છે. બોરીઆવીથી વડતાલની રેલ્વે થાય છે.

**નરસંડા**—( ૨૭૫૦ ) નરસંડા ગામથી થોડે દૂર સદનશા પીર છે.ત્યાં મેળો ભરાય છે. નરસંડામાં શેતરંજીઓનાં કારખાંનાં છે.

**મહુધા**—( ૬૬૦૪ ) આ ગામનાં ખોળીઆં, ખાદી

અને ટુવાલ વખણાય છે. ગુજરાતી ભાષાના સંસ્કારી સાક્ષર શ્રી રણછોડભાઈ અહીંના વતની હતા.

**સાસ્તાપુર**—( ૭૮૪ ) આ ગામમાં ખોળીઆં અને ખાદી વખણાય છે.

**સલુણ**—તળપદ ( ૨૦૯૭ ) અને સલુણ વાંટા ( ૫૯૭ ) ગામમાં બળીઆકાકાનું સ્થાનક છે.

**અલીણા**—( ૩૨૨૮ ) ગામમાં કિલ્લો છે. ત્યાં બ્રહ્મક્ષત્રી લોકોની દેવીનું સ્થાનક છે.

**કમળા**—( ૬૧૩ ) ગામની સીમમાં સરકારી ખેતીવાડી ફાર્મ ( ખેતર )છે. તેને નડીઆદ ખેતીવાડી ફાર્મ કહે છે.



# મહેમદાવાદ તાલુકો

**સીમા**—ઉત્તરે અમદાવાદ જીલ્લો ને ગાયકવાડનું રાજ્ય, દક્ષિણે માતર અને નડીઆદ તાલુકો, પૂર્વે નડીઆદ તાલુકાને પશ્ચિમે અમદાવાદ જીલ્લો અને માતર તાલુકો છે.

**વિસ્તાર અને વસ્તી**—આ તાલુકાનું ક્ષેત્રફળ

૧૭૧ ચોરસ માઈલ છે અને વસ્તી ૬૬૦૧૬ માણસની છે.

**નદીઓ**—વાત્રક, મેશ્વો, શેઢી અને ખારી.

**સ્ટેશનો**—મહેમદાવાદ, કનીજ અને ગોઠાજ

**કસ્બા**— મહેમદાવાદ અને ખેડા.

**ગામો**—મહેમદાવાદ, કાછ્ઈ, કતાકપુર, સમસપુર ગોઠાજ, ખુમરવાડ, ખેડા, હેદરડા, છાપરા, પરસાતજ, સમાદ્રા, સારસા, સાંખેજ, મલાતજ, વાસણામાર્ગિયા, બિડજ, લાલી, મહીજ, કનીજ, નેનપુર, ખાત્રજ, સણસોલી, ઘોડાલી, આમસરવણ, રોહિસા, રાસ્કા ઝિંજર, મોદજ, કુણા, માંકવા, ઘોડાસર, હળધરવાસ, હાથનોલીવડી, સરસવણી, રૂદણ, કરોલી, વણસોલી, સત્રુંડા, અકલાચા, સિહુંજ, રિંછોલ, કેસરા, વાંઠવાળી, વણસોળહેવકી, વણસોળસુંડા, વરસોળા વગેરે ૬૦ ગામો છે.

## — જાણવાલાયક સ્થળો —

**મહેમદાવાદ**—( ૬૨૩૮ ) તાલુકાનું ગામ. વાત્રક નદીને કાંઠે છે. તે ઈ. સ. ૧૪૭૯માં ગુજરાતના બાદશાહ મહમદ બેગડાએ આ શહેર વસાવ્યું હતું અને તેના નામ

ઉપરથી શહેરનું નામ મહંમુદાબાદ કે મહેમદાવાદ રાખ્યું હતું તાલુકાનું ગામ હોવાથી મામલતદારની કચેરી પોસ્ટ ઓફીસ, દવાખાનું અને શાળાઓ છે. મહમદ શાહે બંધાવેલો ભમરીઓ કુવો અને રોજારોજી નામથી ઓળખાતી કબરો જોવા લાયક છે. ભમરીઆ કુવામાં ચારે બાજુએ ભોંયરાં છે. અને તેમાં ઉતરવાને પગથીઆં છે. એમ કહેવાય છે કે આ કુવામાંથી એક ભોંયરૂં ઠેઠ અમદાવાદ સુધી જતું હતું પણ હાલ સરકારે તે પુરાવી નાખ્યું છે. વળી મહંમદશાહે વાત્રક નદી પર બે મહેલ બંધાવ્યા હતા. જે ચાંદા સુરજના નામથી જાણીતા છે. હાલતો તે પડી ગયા છે. પણ તેની નિશાનીઓ જોવામાં આવે છે.

ખેડા—( ૮૨૮૭ ) જીલ્લાની રાજધાનીનું કિલ્લેબંધી શહેર વાત્રક અને શેઢી નદીના સંગમ પર આવેલું છે. મહેમદાવાદથી ખેડા જવા મોટરો અને ઘોડાગાડીઓ ભાડે મળે છે. ખેડામાં અસલના વખતના બંગલા અને ઠંડી હવાની સગવડ સારી છે, તેથી જીલ્લાના મુખ્ય અધિકારીઓ કલેકટર, આસીસ્ટન્ટ કલેકટર, ડેપ્યુટિ કલેકટર, પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ, સિવિલસર્જન વગેરેની ઓફીસો છે.

અસલ અહીં લશ્કરી છાવણી તોપખાનું રાખવામાં આવતું, પણ હાલ તો છાવણી ડીસે લઈ જવામાં આવી છે. તેથી કેમ્પમાં છુટાંછવાયાં ખાલી મકાનો જ માત્ર છે. ખેડાનું રંગાટીકામ વખણાય છે.

**સિંહુજ**—( ૩૨૦૬ ) ગામમાં વીરેશ્વર મહાદેવનું શિવાલય છે. કવિ શામળ ભટ્ટ અહીંના વતની હતા.

**દેવકી વણસોલ**—( ૧૨૦૪ ) ગામમાં મોટું તળાવ છે.

**સરસવણી**—( ૧૫૨૮ ) ગામમાં લોઢાની છરીઓ સારી બને છે.



# માતર તાલુકો

**સીમા**—ઉત્તરે અમદાવાદ જીલ્લો ને મહેમદાવાદ તાલુકો, દક્ષિણે ખંભાત સંસ્થાન ને ગાયકવાડનું રાજ્ય, પૂર્વે ગાયકવાડનું રાજ્ય અને પશ્ચિમે ખંભાત સંસ્થાન અને અમદાવાદ જીલ્લો છે.

**વિસ્તાર અને વસ્તી**—આ તાલુકાનું ક્ષેત્રફળ

૨૧૬ ચોરસ માઈલ છે, અને વસ્તી ૫૬૦૩૬ માણસની છે.

**નદીઓ**—સાબરમતી, શેઢી અને ખારી.

**જાત્રાનું સ્થળ**—વૌઠા–પાલ્લા અને માતર

**ગામો**—માતર, સોખડા, હરિઆલ, કાજીપુરા, ગોબળજ, કનેરા, નવાગામ, ધરોડા, મિત્રાસર, કલોલી, નાયકા, વાસણા–બુજુર્ગ, ચાંદણા, રડુ, વારસંગ–બરોડા, વૌઠા–પાલ્લા, આશામલી, ખરેટી, ત્રાણજા, લિંબાસી, સાયલા, બામણગામ, ખાનપુર, મોરજ, સીંજીવાડા, પરિએજ, ભલાડા, દેવાતજ, દેથલી, નગ્રામા, નાંદોલી, ખાંધલી, માછિઅલ, પૂનાજ, મેહેળજ, કોશીઅલ, ત્રાજ, ગરમાળા, હિરંજ, મળિઆતજ, લવાલ, સિહોલડી, અલિંદ્રા, ખડિઆલાપુરા, ઊંઢેલા, રધવાણજ, સંધાણા, હૈજરાબાદ, આંત્રોલી, વણસર, રતનપુર, વગેરે ૮૧ ગામો છે.

— જાણવાલાયક સ્થળો —

**માતર**—( ૩૫૧૮ ) તાલુકાનું મુખ્ય ગામ છે. ત્યાં પારિજાતક ( શાળી ) નાં ફૂલ થાય છે તે રંગવાના કામમાં આવે છે. મામલતદારની કચેરી,

પોસ્ટ ઓફિસ, શાળાઓ અને જૈન લોકોનું સાચા દેવનું ધામ છે.

**વૌઠા–પાલા**—( ૩૧૫ ) ગામ આગળ સાત નદીઓનાં પાણી ભેગાં થાય છે, તેથી તે પવિત્ર મનાય છે, અને દેવ–દિવાળીએ મોટો મેળો ભરાય છે. મેળો ત્રણ દીવસ રહે છે. ત્યાં આગળ અંગ્રેજી રાજ્ય, ગાયકવાડનું રાજ્ય, અને ખંભાત સંસ્થાનની હદ મળે છે; તેથી મેળા વખતે ત્રણ રાજ્ય તરફથી સારો બંદોબસ્ત રહે છે.

**દેથલી**—( ૧૬૧૦ ) ગામમાં બળીઆકાકાનું સ્થાનક છે.

**નવાગામ** ( ૯૩૮ ) **નાયકા**—( ૧૪૮૭ ) દશક્રોશીનાં ગામ કહેવાય છે, ત્યાં ડાંગર પુષ્કળ પાકે છે.

**ગોભળજ, ત્રાણજા, પરિએજ, નગામા અને લહુરંજ**—આ પાંચ ગામમાં મોટાં તળાવો છે. તેનું પાણી ખેતીના કામમાં આવે છે.

નવાગામ, નાયકા, અણીંદ્રા, ભેરાઈ, ઢઠાલ, પણસોલી, કાશીપુરા, પીંગળજ, કનેરા, મલબારપુરા,

અને ગોવીંદપુરા એ અગીઆર ગામોમાં ખારી નદીના પાણીથી ખેતી થાય છે.

**વિશેષ હકીકત**— આ તાલુકાની જમીન કાળી છે અને પાણી ખરાબ છે. આ તાલુકામાં ઘણી નદીઓનાં વહેણ છે તેથી ભેજ અને કહોવાણને લીધે હવાપાણી ખરાબ ગણાય છે. આ તાલુકાની ઉત્તરમાં ડાંગર અને પશ્ચિમે ઘઉંનો પાક મુખ્ય છે.



# આણંદ તાલુકો

**સીમા**—ઉત્તરે નડીઆદ અને ઠાસરા તાલુકા, દક્ષિણે બોરસદ તાલુકો, પૂર્વે મહી નદી, અને ગાયકવાડનું રાજ્ય, પશ્ચિમે નડીઆદ તાલુકો ને ગાયકવાડનું રાજ્ય છે.

**વિસ્તાર અને વસ્તી**—આ તાલુકાનું ક્ષેત્રફળ ૨૪૪ ચોરસ માઈલ છે અને વસ્તી ૧૪૬૭૬૭ માણસની છે.

**નદી**—મહી.

**સ્ટેશનો**—બોરીઆવી, આણંદ, નાવલી (વડોદ) અડાસ રોડ, વાસદ, કરમસદ, સદનાપુરા, ભાલેજ, ઓડ અને ઉમરેઠ.

**વાંટા**—થામણા અને નાપાડ.

**કસ્બા**—આણંદ, ભાળજ અને નાપાડ.

**જાત્રાનું સ્થળ**—લાંભવેલ.

**ગામો**—આણંદ, ઉમરેઠ, અરડી, ઘોરા, પણસોરા, વણસોલ, થામણા, લિંગડા, પરવટા, નવાપુરા, બેચરી, રણછોડપુર, જાખલા, ભાટપુરા, મેઘવા, બડાપુરા, આસીપુરા, રતનપુરા, હમીદપુરા, ડાગજીપુરા, ગંગાપુરા, સૈયદપુરા, સુરેલી, ખાંખણપુર, ધુલેટા, સુંદલપુર, ફતેપુરા, સરદારપુરા, ભાલેજ, રાહતલાવ, અજરપુરા, કાસર, ખાનકુવા, કણભાઇપુરા, ઓડ, ભરોડા, અહીમા, સીલી, લાલપુર, ખોડવાડ, બલેસરપુરા, બોરીઆવી, સામરખા, સાદાનાપુરા, રાવળાપુરા, કુંજરાવ, લાલપુર, ત્રણોલ, રાસનોલ, નાનવાપુરા, અજુપરા, ખંભોલજ, ધોળી, પરતાપપુર, ખાનપુર, ખેરડા, બેડવા, સારસા, વધાસી, ચિખોદ્રા, મોગર, ભોજકુવા, વહેરાખાડી, રાજુપુરા, અંકલાવડી, રાનપુર, વાસદ, અડાસ, વડોદ,

ગોપાલપુરા, હાડગુડ, જહાંગીરપુરા, ગામડી, લાંભવેલ, ઝીંટોડીઆ, ગાના, મેઘવા, નાવલી, નાપાડ, ખાંધલી, જાંખરોઆ, વાંસખીલીઆ, સંદેસર, કરમસદ, વલાસણ, વિગેરે ૮૫ ગામો છે.

## — જાણવાલાયક સ્થળો —

**આણંદ**—( પરાં સાથે ૧૧૦૫૪ ) તાલુકાનું મુખ્ય ગામ અને રેલ્વેનું જંકશન સ્ટેશન છે. અહીંથી ગોધરા, ખંભાત, વડોદરા અને અમદાવાદ તરફ ગાડીઓ જાય છે. સ્ટેશનપર શેઠ ધર્મશી પરસોતમ અને પ્રેમચંદ રાયચંદે બંધાવેલી ધર્મશાળાઓ છે. મામલતદારની કચેરી, પોસ્ટ ઓફીસ, મ્યુનિસિપાલીટી, ગવર્નમેન્ટ દૂધની ડેરી વિગેરે છે. પાદરીનાં બે મોટાં દવાખાનાં છે. ઓઈલમીલ અને ચરોતર એજ્યુકેશન સોસાયટીની હાઈસ્કુલ તથા બોર્ડિંગ હાઉસ જોવાલાયક છે. ગામથી અર્ધો માઈલ દૂર જાગનાથ મહાદેવ અને વાડીવાળા હનુમાનનું મંદિર જોવાલાયક છે. આણંદ ગામ સ્ટેશનથી પોણો માઈલ દૂર છે અને ત્યાંની તપખીર (છીકણી) વખણાય છે. અહીં લીંબુની વાડીઓ અને તુવેરની દાળની ખળીઓ ઘણી છે. આણંદ તાબાનાં પરાં: મંગળપરું, રૂપાપરું, રાજોડનું પરું, બાલુપરૂ, માળીઆંનુંપરું અને ગોરંબાનુંપરું.

**ઉમરેઠ**—(૧૪૦૫૨) વેપારમાં બીજા નંબરનું ગામ છે. ત્યાં ખેડાવાળ બ્રાહ્મણ અને ખડાયતા વાણીયાની વસ્તી વધારે છે. ખેડાવાળ બ્રાહ્મણ પડીઆ, પતરાળાંનો ધંધો વધુ કરે છે. આ બાજુ કુવાનાં પાણી ઊંડાં છે. ઉમરેઠમાં મુન્સફ કોર્ટ, પોસ્ટ ઓફીસ, દવાખાનું, શાળાઓ, સંતરામ મહારાજનું મંદીર અને જુની વાવ ઉપર ભદ્રકાળી માતાનું દહેરૂં અને દીવાસળીનું કારખાનું વિગેરે છે.

**ઓડ**—(૬૯૭૫) ગામમાં પાર્ટીદારની વસ્તી વધારે છે. ત્યાંના કુવા ઉંડા છે તેથી વડીલોના વખતથી કહેવત ચાલતી આવે છે કે "ઓડ ઉમરેઠના ઊંડા કુવા અને જે દીકરી પરણાવે તેના બાપ મુઆ."

**સારસા**—(૫૦૩૨) ગામમાં કુબેરદાસ મહારાજનું મંદિર છે. મંદિરનો ઘાટ ડાકોરના રણછોડજીના મંદિરને મળતો છે એમ કહેવાય છે. જન્માષ્ટમીને દિવસે મેળો ભરાય છે. નાવલી સ્ટેશનથી સારસા સુધી ભાડાની મોટરો ફરે છે.

**વાસદ**—(૨૭૫૭) વેપારમાં ત્રીજા નંબરનું ગામ છે. અહીં તુવેરની દાળની ખળીઓ ઘણી છે. મહી નદી ઉપર મોટો પુલ બાંધેલો છે તે જોવાલાયક

છે. મહીસાગર ન્હાવા ઘણા લોકો આવે છે. વાસદથી બોરસદ ભાડાની મોટરો ફરે છે. અને વાસદથી કઠાણા બદલપુરની રેલ્વે બંધાય છે.

**ભાળજ**—( ૩૮૩૧ ) લોકલબોર્ડની ગુજરાતી નિશાળનું મકાન સારૂં છે. સિદ્ધરાજ જયસિંહે બંધાવેલી જુની વાવ છે, ત્યાં શ્રાવણ આઠમને દિવસે મેળો ભરાય છે.

**બોરીઆવી**—( ૪૧૮૧ ) સ્ટેશન ઉપર મુંબઇના શેઠની બંધાવેલી સ્વામિનારાયણના ધર્મની મોટી ધર્મશાળા છે. રેવાશંકર વૈદ્યનો બંગલો છે. ત્યાંથી વડતાલ ભાડાની મોટરો ફરે છે, અને રેલ્વે બંધાય છે. ગામમાં શાકભાજી સારી થાય છે.

**લાંભવેલ**—( ૧૩૦૩ ) આણંદથી બે માઇલ અને બોરીઆવી સ્ટેશનથી ત્રણ માઈલ દૂર છે. લાંભવેલા હનુમાનનું મોટું દેવસ્થાન છે. ઘણા લોકો દર્શન તથા છોકરાની બાધા કરવા આવે છે. જન્માષ્ટમીને દીવસે મેળો ભરાય છે.

**ભરોડા**—( ૧૫૭૯ ) ગામમાં ખરેરીઓ કુવો જોવાલાયક છે.

**વલાસણ**—( ૧૬૪૦ ) ઈનામી ગામ કહેવાય છે. ઈનામદાર બારોટ છે. અહીંની તમાકું વખણાય છે.

**થામણા તળપદ** ( ૧૬૫૨ ) ને **થામણા વાંટો** ( ૧૫૧ )—ગામમાં દવેજી બ્રાહ્મણ પૈસાદાર હતા તે ઉંટ ઉપર હીરા ભરી લાવ્યા હતા એમ કહેવાય છે. ત્યાં દવેની હવેલીનાં પડી ગએલાં ખંડેર હજુ હયાત છે.

**નાપાડ તળપદ** ( ૨૩૭૮ ) ને **નાપાડ વાંટો** ( ૩૧૦૩ )—પહેલાં નાપાડ તાલુકો કહેવાતો અને ત્યાં કચેરી હતી.

**ખંભોળજ**—( ૨૯૭૭) ગામમાં ફોજદારની કચેરી અને પોલીસનું થાણું છે.

**ઝીટોડીઆ**—( ૮૮૪ ) ત્યાં વૈજનાથ મહાદેવનું જુનું જોવાલાયક દહેરૂં છે. ત્યાં ગોકળ આઠમ અને ધ્રો આઠમને દિવસે મેળો ભરાય છે.

**કરમસદ**—( ૪૫૫૭ ) ગામમાં હાઈસ્કુલ છે. રોમનકેથોલીકનું મીશન છે. આ ગામના ઘણા લોકો આફ્રિકા ગયા છે.



# બોરસદ તાલુકો

સીમા—ઉત્તરે ગાયકવાડનું રાજ્ય અને આણંદ તાલુકો, દક્ષિણે મહી નદી અને ભરૂચ જીલ્લો, પૂર્વે મહી નદી અને ગાયકવાડનું રાજ્ય તથા પશ્ચિમે ખંભાત સંસ્થાન અને ગાયકવાડનું રાજ્ય છે.

વિસ્તાર અને વસ્તી—આ તાલુકાનું ક્ષેત્રફળ ૨૦૫ ચોરસ માઇલ છે. અને વસ્તી ૧૪૪૦૪૬ માણસની છે.

નદી—મહી

સ્ટેશનો—બોચાસણ.

વાંટા—નાપા અને ભેટાસી.

કસ્બા—બોરસદ અને નાપા.

જાત્રાનું સ્થળ—પીપળાવ.

ગામો—બોરસદ, પોરડા, સુણાવ, પીપળાવ, ઇસણાવ, પાળજ, રંગાઈપુરા, ઈસરામા, ભવાનીપુરા, આમોદ, પડેળી, ખડાણા, દંતેલી, વડદલા, બામણ-

વા, ખટનાલ, વત્રા, રાળજ, વીરસદ, ખાનપુર, સઈજપુર, જંત્રાલ, બનેજડી, રાસ, અમીઆડ, દિવેલ, કણભા, કઠાણા, કનકાપુર, કાલુ, દહેવાણ, બદલપુર, ગોરવા, ઉમલાવ, સાલોલ, ગાજણા, સાંખીઆડ, ખેડાસા, વાછિઅલ, વડેલી, ગોલેલ, ઓચારસણ, વિરોલ, ડભાસી, વહેરા, દેદરડા, ઢુંડાકુવા, આસી, સુરકુવા, નાપા, ધોબીકુઈ, સિંગળાવ, નામણ, જોગણ, દેહેમી, કસુંબાડ, ખડોલ, હળદ્રી, બુકહીલ, પામોલ, આસોદર, બોદાલ, દાવોલ, નીસરાયા, વાસણા, કસારી, અલારસા, અંબાવ, મુજકુવા, અંબાલી, ભેટાસી, કંથારીઆ, કહાનવાડી, આંકલાવ, આસરમા, ઉમેટા, વિગેરે ૯૧ ગામો છે.

**બોરસદ**—( ૧૨૧૧૬ ) તાલુકાનું મુખ્ય ગામ છે. બોરસદા બ્રાહ્મણની વસ્તી વધારે છે. કોટ પાસેની વાવ જોવા લાયક છે. આઈ. પી. મીશનની છોકરીઓની ટ્રેનીંગ કોલેજ છે. સ્ત્રીઓ માટે મીશન તરફથી મોટું દવાખાનું છે. મામલતદાર, રેસીડન્સી મેજીસ્ટ્રેટ, મુન્સફ કોર્ટ, પોસ્ટઓફીસ, મ્યુનીસીપાલેટી, હાઈસ્કુલ, દવાખાનું અને શાળાઓ છે. બોરસદથી વાસદ, બોરસદથી અગાસ અને બોરસદથી આણંદ ભાડાની મોટરો ફરે છે.

સુણાવ ( ૩૪૫૫ ) અને રંગાઇપુરા—( ૬૫૨ ) આ બે ગામની તમાકું વખણાય છે.

પીપળાવ—( ૧૮૫૪ ) ગામમાં આશાપુરી માતાનું સ્થાનક છે. ઘણા લોકો છોકરાંની બાધા કરવા અહીં આવે છે. ચૈત્ર આઠમે અહીં મોટો મેળો ભરાય છે.

કઠાણા—( ૨૮૮૭ ) ગામમાં ફોજદારની કચેરી અને પોલીસનું થાણું છે.

પામોલ—(૧૭૬૭) ગામમાં ફુલબાઇ માતાનું સ્થાનક છે.

દેહેવાણુ—( ૩૦૩૮ ) અસલ બંદર હતું. દરીઓ પુરાઇ જવાથી વેપાર પડી ભાગ્યો છે.

કણભા, કંથારી, અને નાપા—એ ત્રણ ગામમાં મોટાં તળાવ છે.

રાસ—( ૩૪૪૫ ) ગામમાં સબરજીસ્ટ્રારની ઓફીસ છે.

રાળજ—( ૧૭૮૩ ) ઈનામી ગામ છે. ઈનામદાર પારસી છે.

કાવિઠા, ઢુંડાકુવા, આસો—આ ત્રણ ગામ વચમાં વડેકી માતાનું સ્થાનક છે. અને ત્યાં અખોનોમને દિવસે મેળો ભરાય છે.

ઉમેટા—( ૧૫૪૧ ) ગામમાં દરબાર ઠાકોર છે તેમને થર્ડ કલાસનો પાવર છે. અને રૂા. ૧૦૦) ની અંદરના દાવા ચુકવવાની સત્તા આપી છે.

વિષેશ હકીકત—મહી નદીનો પટ ખંભાતના અખાત તરફ જતાં પહોળો થાય છે.



# ખેડા જીલ્લાની વિશેષ હકીકત

હિન્દુ ધર્મમાં પેટા વિભાગ ઘણા છે. જેમકે શૈવ, વૈષ્ણવ, જૈન, સ્વામિનારાયણ, રામાનંદી અને કબીરપંથી.

જૈનમાં બે ભાગ છે. શ્વેતાંબરી અને દિગંબરી. ઈસ્લામી ( મુસલમાન ) માં બે ભાગ છે શીઆ અને સુન્ની. ખ્રિસ્તીઓ દરેક ઈસુખ્રિસ્તને માને છે પણ તેમાં રોમન કેથોલીક, ગ્રીક અને પ્રોટેસ્ટંટ એવા ત્રણ ભાગ છે.

ખેડા જીલ્લો તમાકુ માટે વખણાય છે. આ જીલ્લાની કુલ વસ્તી ૭,૧૦,૮૮૨ છે. આ જીલ્લામાં ધારાળાની વસ્તી વધારે છે. અને તે કુલવસ્તીનો ૨/૫ ભાગ છે. એટલે ધારાળાની વસ્તી લગભગ ૩ લાખ જેટલી છે. એ લોકોનો ઘણો ભાગ મજુરીનો ધંધો કરે છે. આ જીલ્લાના પાટીદારો કેળવણીમાં આગળ વધેલા છે અને ગુજરાતમાંના પાટીદારોમાં સૌથી વધારે સુધરેલા છે. ખેડુત તરીકે પણ એ લોકોની ખેતી વખણાય છે. અહીંના મુસલમાનો ઘણા પછાત છે પણ કપડવણજના દાઉદી વહોરાઓ વેપારમાં ઘણા આગળ વધેલા છે અને સુખી છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે.

| | ક્ષેત્રફળ | વસ્તી |
|---|---|---|
| આણંદ તાલુકો | ૨૪૪ | ૧,૪૬,૭૬૭ |
| બોરસદ તાલુકો | ૨૦૫ | ૧,૪૪,૦૪૬ |
| નડીઆદ તાલુકો | ૨૨૪ | ૧,૩૮,૮૧૫ |
| કપડવણજ તાલુકો | ૨૭૯ | ૮૨,૪૧૫ |
| ઠાસરા તાલુકો | ૨૫૭ | ૭૬,૭૮૭ |
| મહેમદાવાદ તાલુકો | ૧૭૧ | ૬૬,૦૧૬ |
| માતર તાલુકો | ૨૧૬ | ૫૬,૦૩૬ |

ઉપર ક્ષેત્રફળ અને વસ્તીના આંકડા દરેક તાલુકાવાર આપ્યા છે તે ઉપરથી જણાસે કે આણંદ, બોરસદ, અને નડીઆદ એ ત્રણ તાલુકામાં વસ્તી વધારે છે. તેમાં બોરસદનું ક્ષેત્રફળ કમી છે છતાં વસ્તી વધારે છે તેથી એ તાલુકો સૌથી ઘીચ વસ્તીવાળો કહેવાય છે. કપડવણજ અને ઠાસરા તાલુકો ક્ષેત્રફળમાં મોટા છે પણ તેમાં વસ્તી થોડી અને ઘાસનાં જંગલ છે તેથી એ તાલુકા ઉજડ કહેવાય છે. કેળવણીમાં નડીઆદ તાલુકો સૌથી આગળ છે.

આપણે જેના પર ચાલીએ છીએ, તથા જેના પર ગામો અને શહેરો વસેલાં છે, એ જમીન સરખી સપાટ નથી. કોઈ જગાએ જમીન ઊંચી તો કોઈ જગાએ નીચી હોય છે. ઊંચી જમીનને ટેકરી કહે છે, ઊંચી ટેકરીને ડુંગરી, અને મોટી ડુંગરી તે ડુંગર કહેવાય છે.

ખેડા જીલ્લામાં રત્નાકર અને ખરખડાનો એવા બે ડુંગર છે.

ખેડા જીલ્લામાં મુન્સફ કોર્ટ: ખેડા, બોરસદ, ઉમરેઠ, નડીઆદ, અને કપડવણજમાં છે.

ખેડા જીલ્લામાં મ્યુનીસીપાલેટી: નડીઆદ, કપડવણજ, ખેડા, બોરસદ, આણંદ, ઉમરેઠ, અને ડાકોરમાં છે.

આ જીલ્લામાં રેલ્વેની તથા પાકા રસ્તાની સવડ સારી છે. બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે મોટી રેલ્વે છે. અને તે વાસદથી કનીજ સુધી આ જીલ્લામાં થઇને જાય છે. આણંદથી રેલવેના બે ફાંટા છે. એક ફાંટો ગોધરા જાય છે અને બીજો ખંભાત જાય છે. નડીઆદથી એક નાના માપની ગાડી કપડવણજ જાય છે તે રેલ્વેનું નામ ગુજરાત રેલ્વે છે. વડોદરા રાજયની વસો પેટલાદ અને પેટલાદ ભાદરણ રેલ્વે પણ આ જીલ્લાના બોરસદ અને માતર તાલુકાના લોકોને ઉપયોગી છે. વાસદથી કઠાણા, બોરીઆવીથી વડતાલ અને નડીઆદથી ખેડા રેલ્વે બાંધવાની યોજના ચાલે છે. હાલ મહેમદાવાદથી ખેડા, નડીઆદથી ખેડા, વાસદથી બોરસદ, ડાકોરથી કપડવણજ, નડીઆદથી કપડવણજ, નડીઆદથી આણંદ, આણંદથી બોરસદ, બોરસદથી અગાસ, આ મુખ્ય રસ્તાઓ છે. અને નડીઆદથી ડાકોર ને માતરથી ખંભાત સુધીની સડકો હાલ બંધાય છે.

આ જીલ્લામાં રેલ્વેની અને પાકા રસ્તાની સગવડ સારી છે તેથી વેપારને ઘણી જ અનુકૂળતા છે. સહેલાઇથી માલ બહારગામ ચઢાવી શકાય છે. તેમજ બહારથી લાવી શકાય છે.

ખેડા જીલ્લામાં આણંદ અને નડીઆદ જંકસન સ્ટેશન છે ત્યાં ગાડીઓ બદલાય છે. જેમકે ડાસરાથી ખંભાત અગર વડોદરા જવું હોય તો આણંદ આવી ખંભાતની અગર વડોદરાની ગાડીમાં જઈ શકાય. ડાકોરથી મહુધા જવું હોય તો આણંદ થઈ નડીઆદ અને ત્યાંથી નાની ગાડીમાં મહુધા જવું પડે. ઉમરેઠથી ખેડા જવું હોય તો આણંદ થઈ મહેમદાવાદ અને ત્યાંથી મોટર કે ઘોડાગાડી અગર પગ રસ્તે ખેડા જઈ શકીએ.*



---

* શિક્ષકે આજ રીતે દરેક સ્ટેશન અગર પાકી સડકવાળા ગામે જવાના રસ્તાની અને કઇ કઇ જગ્યાએ કયા કયા ગામે થઇને જવાય તે બરાબર સમજાવવું.

# ખંભાત સંસ્થાન

**સીમા**—ઉત્તરે ખેડા જીલ્લો, દક્ષિણે મહી નદી અને ખંભાતનો અખાત, પૂર્વે ખેડા જીલ્લો અને ગાયકવાડનું રાજ્ય તથા પશ્ચિમે અમદાવાદ જીલ્લો છે.

**વિસ્તાર અને વસ્તી**—આ સંસ્થાનનું ક્ષેત્ર ફળ ૩૫૦ ચોરસ માઈલ છે અને વસ્તી ૭૧૭૬૨ માણસની છે.

**આબોહવા**—આ સંસ્થાનની પાસે દરીઓ હોવાથી બહુ તાપ કે ટાઢ પડતી નથી. હવા સમધારણ ને લોકોની તંદુરસ્તીને ફાયદાકારક છે. વરસાદ પણ ખેતીને માફકસર વરસે છે.

**જમીન અને પાક**—ઉત્તર અને પશ્ચિમ તરફની જમીન ઘણે ભાગે કાળી છે. અને તેમાં કપાસ તથા ઘઉં પાકે છે. પૂર્વ તરફની જમીન ખેતી ને મળતી અને તેમાં બાજરી, ડાંગર, કઠોળ વગેરે ધાન્ય તથા તમાકુ વગેરે પાકે છે.

**નદીઓ**— મહી અને સાબરમતી આ બે નદીઓ આ સંસ્થાનની હદમાં દરીઆને મળે છે.

સ્ટેશનો—ખંભાત, સાયમા, અને તારાપુર.

રાજ્ય વહીવટ—અહીંના રાજ્ય કર્તા મોગલ જાતના મુસલમાન છે, ને તે નવાબ કહેવાય છે. આ સંસ્થાનના પોલિટિકલ એજંન્ટ તરીકનું કામ ખેડા જીલ્લાના કલેકટર સાહેબ કરે છે.

ગામો—ખંભાત, તારાપુર, ઉંડેલ, શાકરપુર, કલમસાર. નગારા, સાયમા, ખડોધી, ધુવારન, ફાગણી, ગોલાણા, કલોદરા (નાના), મીટલી, વાસણા, જીનાજ, વડગામ, શાહપુર વગેરે ૧૦૫ ગામ છે.

— જાણવા લાયક સ્થળો —

ખંભાત—(૨૭૩૦૩) ખંભાતના રાજ્યનું મુખ્ય કિલ્લે બંધી શહેર છે. અસલ તે સ્તંભાવતી કે સ્તંભતીર્થ કહેવાતું. પહેલાં તે ખંભાતના અખાત પર નામીચું બંદર હતું પણ હાલ દરીઓ પાંચ માઈલ દૂર ગયો છે તેથી વેપાર પડી ભાગ્યો છે. અહીં પાણીના નળ તથા વીજળીના દીવા છે. શહેરને ફરતો કોટ છે. અહીં અકીકના પત્થરનાં બટન, એરીંગ, વીંટીઓ અને ઘડીઆળના અછોડા બને છે. ખંભાતની સુતરફેણી વખણાય છે. નવાબ સાહેબનો મહેલ, ન્યાય મંદિર, નિશાળો, સરકારી–

ઓફીસો અને જેલખાનું, હાઈસ્કુલ વગેરે સરકારી મકાનો, હિંદુ અને જૈન લોકોનાં દહેરાં તથા લાલબાગ, દીલખુશ બાગ કાપડની મીલ વગેરે જોવા લાયક જગાઓ છે.

**તારાપુરઃ**—( ૪૧૮૩ ) ગામમાં કાબરીનો પાક થાય છે. તેમાંથી તેલ નીકળે છે.

**પાટલાવાડી અને વાવતલાવ**—આ બે ગામો ઉજ્જડ થઈ ગયાં છે. બીલકુલ વસ્તી નથી.



# ગુજરાતપ્રાંતનું સામાન્ય વર્ણન

**સીમા**— ઉત્તરે કચ્છનું રણ, મારવાડ અને શિરોઈ, દક્ષિણે અરબી સમુદ્ર અને મહારાષ્ટ્ર પૂર્વે માળવા પ્રાંત અને ખાનદેશ અને પશ્ચિમે કચ્છનું રણ તથા અરબી સમુદ્ર છે.

**વિસ્તાર અને વસ્તી**—આ પ્રાંતનું ક્ષેત્રફળ ૫૬,૦૦૦ ચોરસ માઈલ છે અને વસ્તી ૯૫,૯૩,૦૦૦ માણસની છે.

**પહાડો**—આબુ, આરાસુર, પાવાગઢ, રાજપીપળાના ડુંગર, પારનેરા, ગીરનાર, ગીર, બડોં અને શેત્રુંજો વગેરે છે.

**નદીઓ**—સાબરમતી, મેશ્વો, વાત્રક, શેઢી, હાથમતી, મહી, ઢાઢર, વિશ્વામિત્રી, નર્મદા, કરજણ, કીમ અને મિંઢોળા, તાપી, ભાદર, શેત્રુંજી, મચ્છું, આજી, બનાસ અને સરસ્વતી વગેરે છે

ધોધ—સુરપાણનો.

રણ—કચ્છ

રેલ્વેઓ—બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે, રજપુતાના માળવા રેલ્વે, ભાવનગર ગોન્ડલ રેલ્વે, ગુજરાત રેલ્વે, જી. બી. એસ. આર વગેરે છે.

**અખાત**—ખંભાતનો અખાત અને કચ્છનો અખાત

ભૂશિર—જગત પોઇન્ટ (બિંદુ) અને દીવ

બેટ—શંખોદ્ધાર, દીવ, પીરમ, સાષ્ટી, કાસવા અને ધંતુરીયા

ઉનાપાણીના કુંડ—લસુંદ્રા, તુવા, દેવકી ઉનાઈ

**દ્વીપકલ્પ**—કાઠીયાવાડ

**હવાખાવાનાં સ્થળો**—આબુ, ડુમસ, હજીરા, તીથલ, બાલાછડી, ગોપનાથ અને ઘોઘા.

**બંદરો**—દ્વારકા, પોરબંદર, નવીબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, ઘોઘા, ભાવનગર, ખંભાત, ભરૂચ, સુરત, અને દમણ.

**જાત્રાનાં સ્થળો**—આબુ, શેત્રુંજો, ગિરનાર, પાવાગઢ સિદ્ધપુર, ઊંઝા, બહુચરાજી, ખેડબ્રહ્મા, ઊંટડીયા મહાદેવ, વૌઠા–પાલ્લા, ડાંકોર, વડતાલ, ચાણોદ કર્નાળી, શુકલતીર્થ, બહુધાન, ભાડભૂત, દ્વારકાં, શંખોદ્ધાર, પ્રભાસપાટણ, મૂળગઢડા, પાલિતાણા, અને ઉદવાડા વગેરે·

**જોવા લાયક સ્થળો**—જાત્રાનાં સ્થળો સિવાય સરખેજનો રોજો, નર્મદા નદીનો પૂલ, ચાંપાનેરનાં ખંડેરો, વડોદરાનું સંગ્રહસ્થાન, લસુંદ્રા ને તુવાકાંકણના કુંડ, કબીરવડ, કેનેરી ગુફા વગેરે.

## ગુજરાતના ભાગ

ચરોતર, કાનમ, ભાલ, દશકોશી, સુરત જીલ્લો, પંચમહાલ જીલ્લો, વઢીઆર, લાટ, સાબરકાંઠો, અને ચુંવાળ.

## ખાતાં અને તેના મુખ્ય અમલદારો

| વડા અધિકારીનું નામ | ખાતાનું નામ |
|---|---|
| રેવન્યુ કમિશ્નર સાહેબ | રેવન્યુ ખાતુ |

| | |
|---|---|
| એજ્યુકેશનલ ઈસ્પેક્ટર | કેળવણી ખાતુ |
| વડા ઇંજનેર | બાંધકામ ખાતુ |
| ડેપ્યુટી સેનેટરી કમિશ્નર | સુખાકારી ખાતુ |
| પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટ | પોસ્ટ ખાતુ |

## ગુજરાતના રાજકીય વિભાગ

| | જીલ્લા | એજંસિઓ |
|---|---|---|
| ૧ | અમદાવાદ જીલ્લો | પાલનપુર એજંસિ |
| ૨ | ખેડા જીલ્લો | મહીકાંઠા એજંસિ |
| ૩ | ભરૂચ જીલ્લો | રેવાકાંઠા એજંસિ |
| ૪ | સુરત જીલ્લો | સુરત એજંસિ |
| ૫ | પંચમહાલ જીલ્લો | કાઠીઆવાડ એજંસિ |

## સંસ્થાન

(૧) વડોદરા સંસ્થાન અને (૨) ખંભાત સંસ્થાન.



# અમારે ત્યાં મળતાં પુસ્તકો

| | |
|---|---|
| શ્રીમદ્ ભાગવત ગ્રં. ૫–૦–૦ | આર્યભિષક ૪– ૦–૦ |
| શ્રી જ્ઞાનેશ્વરી ગીતા ૨–૧૨–૦ | ગિરધરકૃત રામાયણ ૨– ૪–૦ |
| શ્રી દાસ બોધ ૨–૮–૦ | પ્રભુમય જીવન ૦–૧૨–૦ |
| મહાન નેપોલીઅન ૩–૦–૦ | મહાન અકબર ૧– ૪–૦ |
| સ્વર્ગનું વિમાન ૧– ૬–૦ | સ્વર્ગનો ખજાનો ૧– ૬–૦ |
| શ્રી ભજનસાગર ૦–૯–૦ | આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન ૦– ૫–૦ |
| શ્રી શિવાજી છત્રપતિ ૨–૪–૦ | વીર દુર્ગાદાસ ૦–૧૨–૦ |
| ધર્મતત્ત્વ ૦–૧૨–૦ | યોગતત્ત્વ ૧– ૪–૦ |
| આગળ ધસો ૧–૧૨–૦ | સાહિત્યાદર્શ ૧–૧૨–૦ |
| મહાભારતનું શાન્તિ પર્વ ૫–૦–૦ | મોગલવંશ ૦–૧૨–૦ |
| પરાક્રમી પૉન્ય ૧–૪–૦ | કરણઘેલો ૧ –૮–૦ |
| રાજર્ષિ ભરત ૧–૪–૦ | મેવાડ પતન ૧– ૪–૦ |
| પાટણની પ્રભુતા ૨–૦–૦ | ગુજરાતનો નાથ ૨– ૦–૦ |
| લઘુ મહાભારત ૦–૧૨–૦ | સીતાહરણ ૦–૧૨–૦ |
| મેવાડની જાહોજલાલી ૦–૧૨–૦ | અજમેરનો અજીતસિંહ ૨– ૮–૦ |
| હરિશ્ચંદ્ર ભા. ૧ ૩–૦–૦ | કથામંજરી ભા. ૧ ૨– ૦–૦ |
| ,, ભા. ૨ ૨–૮–૦ | ,, ભા. ૨ ૩– ૦–૦ |
| ,, ભા. ૩ ૨–૮–૦ | ,, ભા. ૩ ૨– ૦–૦ |
| ગૃહિણી ભૂષણ ભા. ૨ ૦–૧૦–૦ | સરસ્વતીચંદ્ર ભા. ૨ ૨– ૪–૦ |
| અનંત આખ્યાનમાળા ભા. ૧ ૨–૪–૦ | ફૂલમાળા ભા. ૧ ૦–૧૦–૦ |
| ,, ભા. ૨ ૨–૦–૦ | નાગાનન્દ ૦– ૮–૦ |

પુસ્તકો બહારગામ વી. પી. થી મોકલવામાં આવશે.

**બુકસેલર્સ સી. એચ. દવે એન્ડ કો. આણંદ**

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઈ મથુરભાઈ
પટેલે પ્રકાશકો માટે છાપ્યું. તા. ૧૫–૧૦–૨૮